શ્રીમદ્ વાચસદ્‌ગુરવે નમઃ

# સ્વદેશમણી વીર છત્રસાલ

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત

## અંક ૧ લો

### પ્રારંભપ્રાર્થના—વસ્તુસૂચન.

**પ્રવેશ ૧ લો—ગિરિકંદરામાં આવેલું વિંધવાસિની દેવીનું ?-**

મંદિર વિંધવાસિની દેવીના દર્શનાર્થે નીકળેલાં ધારીરની રાજકુમારી વિજયા અને ઓરછાના રાજકુમાર વિમલદેવના દેશની થતી દુર્દશા સંબંધી વિચાર. દેવી મંદીરનાં વિધ્વંસ માટે આવેલા મોગલ સેનાપતિ રણદુલ્લાખાનનું બન્ને બાલકો ઉપર આક્રમણ. બાદ છત્ર સાલ તથા દલપતિરાયના અચાનક આવી ચડવાથી તેનો બચાવ. રણદુલ્લાખાન કેદ. બાદ દેવીનો વાર્ષિક મહોત્સવ હોવાથી બુંદેલખંડના રાજારાણાનું આગમન. ધર્મગુરૂ પ્રાણનાથપ્રભુનો દરેકને સદુપદેશ. ઓરછાની રાણી હીરાદેવીનો ચંપતરાય તથા છત્રસાલ ઉપર દ્વેષ. બાદ દેવી પૂજન. છત્રસાલના હાથથી ભાવિ દેશોદ્ધાર સૂચન.

**પ્રવેશ ૨ જો—હીરા દેવીની છાવણી.**

ચંપતરાયના ઉપર દ્વેષબુદ્ધિને લીધે પોતાના પક્ષમાં લીધેલા સાગરના રાજા શુભાકરણને હીરાદેવીની ઉસ્કેરણી. પિતાપુત્ર વચ્ચે ઝેર રેડાવી દેશભક્ત પુત્ર દલપતિનો ત્યાગ કરાવવો. રણદુલ્લાના કેદ

થવાથી હીરાનો ચંપતરાય ઉપર ક્રોધ તથા તેનું વેર લેવાનો નિશ્ચય.

**પ્રવેશ ૩ જો–મદનસાગર સરોવર.**

વિજયા તથા વિમલદેવનું સખીયો સહીત મદનસાગર ઉપર સહેલ કરવા આવવું. સ્ત્રી સૌન્દર્ય ઉપર મુગ્ધ થયેલા વિમલદેવે પણ સ્ત્રી સ્વાંગ ધરી વિજયા સાથે નાવમાં બેસી જલ–ક્રીડા કરવા જવું. પીતાથી ત્યજાયેલા દલપતિને આશ્વાસન આપતા છત્રસાલનું સરોવર ઉપર ફરવા આવવું. બાદ દુરથી કોઇ નાવ ડુબતું જોઇ બન્નેયે તેની મદદમાં જવું. વિજયા તથા વિમલદેવનો બચાવ કરી કીનારે આવવું. વિજયા તથા છત્રસાલ વચ્ચે પ્રણયબંધન. સ્ત્રી સ્વાંગ ધરેલા વિમલદેવ ઉપર દલપતિનો મોહ. બાદ વિજયાયે ભેદ ખોલી નાખી તેને બનાવવો. દલપતિનું શરમાઇ જવું.

**પ્રવેશ ૪ થો–ફડફડશાનું મકાન.**

પોતાની ભત્રીજી હંસાના લગનનું મોટી રકમ લઇ સાટુ કરેલું હોવાથી ફડફડશાને ઘેર તેના પાસ કરેલા જમાઇ ગડગડશાનું કન્યાને જોવા આવવું. બાદ કન્યા અચાનક મુંગી થઇ જવાથી બન્નેની મુંઝવણ. ગડગડશાહે કોઇ હુશીયાર વૈદને તેડી લાવવા પોતાના નોકર હજામ હેમલ્લે મોકલવો. બાદ ફડફડશાને ઘેર થાપણ પડેલા પોતાના રૂપીયા લેવા હીંમતલાલ તથા હાંસીનું આવવું. ફડફડશાનું ઇન્કાર જવું તેઓને માર મારી ઘરમાંથી કાઢી મુકવા.

**પ્રવેશ ૫ મો–મીના બજાર.?**

આલમગીરની બીમારી પર આયેષાં બેગમના કરૂણોદ્‌ગાર હકીમદ્વારા આલમગીરને કાતીલ ઝેર આપી ઠાર કરવાના રોશન-આરાના વિચાર. છત્રસાલ તથા આયેષાંની મુલાકાત. શહેનશાહના

બચાવ માટે મદદ કરવાની છત્રસાલ પાસે યાચના. જીંદગીના ભાગે પણ મોગલ સમ્રાટ્‌ને બચાવવાનો છત્રસાલનો નિર્ધાર. છત્રસાલની શોધમાં નીકળેલા દલપતિને બહુનીસાથે પ્રણયસૂચક તલવારની ભેટ આપવી.

## પ્રવેશ ૬ ઠો. કોમીક.

હીંમત તથા હાંસીનો કલેશયુક્ત ઘર સંસાર. વઇદની શોધમાં નીકળેલા હજામ હેમાને હીંમતલાલની વઇદ તરીકે હાંસીયે ઓળખાણ કરાવવી. મારીપીટીને વઇદ બનાવી હીંમતને સાથે લઇ જવો.

## પ્રવેશ ૭ મો—દિવાનેઆમ.

આઝમશાહને આગળ કરી રોશનઆરાનું દિવાનેઆમમાં આવવું અને આલમગીરના મરણના ખોટા સમાચાર આપી રાજસત્તા પોતાના હાથમાં લેવી. બાદ આલમગીરને સાથે લઇ છત્રસાલનું દિવાનેઆમમાં પ્રવેશવું. રોશનઆરાનું લજ્જીત મુખે પાછા ચાલ્યા જવું. આલમગીરે પોતાના પ્રાણ બચાવવા ખાતર કરેલા ઉપકારના બદલામાં ઇચ્છીત વસ્તુ માગવાનું છત્રસાલને ફર્માન કરવું. છત્રસાલે પોતાની માતૃભૂમિ બુંદેલખંડને સ્વતંત્ર બનાવી સ્વરાજ આપવાની માંગણી કરવી એવચની બાદશાહે તે માગણીનો અનાદર કરી ચંપતરાય તથા છત્રસાલને કેદ કરવાનો હુકમ ફરમાવવો. પરાક્રમી પીતા પુત્રે બાદશાહને હાથતાલી આપી ભરસભામાંથી વિરતા પૂર્વક ચાલ્યા જવું.



# અંક ૨ જો.

---

**પ્રવેશ ૧ લો.—પ્રાણનાથનો આશ્રમ.**

દીલ્લી દરબારમાં બનેલા બનાવથી છત્રસાલે પ્રાણનાથને વાકેફ કરવા. હવે ભિક્ષાન્દેહી કરવાથી સ્વરાજ નહિ મળે માટે વિરતાપૂર્વક ધમયુદ્ધ કરી સ્વદેશસ્વાતંત્ર્ય મેળવવાનો છત્રસાલનો દ્રઢ નિશ્ચય. પ્રાણનાથની સંમતી.

**પ્રવેશ ૨ જો.—યમુનાતીર.**

દલપતિના પ્રેમમાં અનુરકત થયેલી બદ્રન્નીસાના આત્મગત ઉદ્‌ગાર. દપપતીનું આગમન. દ્રષ્ટોદ્રષ્ટ ભેટ કરેલી તલવારની યાદ. પ્રેમની માંગણી. સ્વદેશસ્વાતંત્ર્ય મેળવ્યા સિવાય બ્રહ્મચર્યવ્રત ધારણ કરી રાખવાનો દલપતિનો સત્યાગૃહ. બુદેલખંડને સ્વરાજ્ય અપાવવા માટે પોતાથી બનતી મદદ કરવા બદ્રન્નીસાયે દલપતિને વચન આપવુ. પ્રણયસ્વિકાર.

**પ્રવેશ ૩ જો.—હીરાદેવીનો મહાલય.**

ચંપતરાયને મીજબાની આપી તેને ઝેર દઇ મારી નાંખવાની હીરાની પ્રપંચ જાળ. વિજયાયે હીરાના કપટયંત્રથી ચંપતરાય તથા છત્રસાલને જાણીતા કરવા. ઉપકારના બદલામાં છત્રસાલના પ્રેમની માંગણી. સ્વીકાર.

**પ્રવેશ ૪ થો.—આલમગીરનો પ્રમોવેઉદ્યાન.**

દલપતિના પ્રેમમાં મુગ્ધ થયેલી બદ્રન્નીસા પુત્રીપ્રેમથી આલમગીરનું હૃદય આકર્ષી બુદેલખંડની સ્વતંત્રતાનો પટો લખાવે છે અ ચાનક કંચુકીરાયની સાથે રોશનઆરાએ આવી બુદેલા વિરૂદ્ધ

શહેનશાહને ઉશ્કેરી પટો રદ કરાવવો. આયેષાં તથા બ ુનું દીલગીર થવું. બાદ બદ્રન્નીસાનું દલપતિ ઉપરના પ્રેમના આવેશમાં મહાલય તરફ પલાયન થવું.

**પ્રવેશ ૫ મો.—કોમીક.**

હીંમતલાલનું વૈદ બની ફડકડશા પાસે આવી ગોટાળા ભર્યું વૈદુ ચલાવવું. હંસાને સાનમાં સમજાવી દેવી. દવા ખાવાથી મુગી છોકરી બોલતી થશે જાણી સસરા જમાઇનું ખુશી થવું. વરઘોડાની તૈયારી.

**પ્રવેશ ૬ ઠો.—હીરાદેવીનો મહાલય.**

વિમળદેવ નામ ધારણ કરી પુરૂષ વેશમાં રાખેલી પણ જન્મની સ્રી વિમલાદેવીના સ્રીસ્વાંગ ધારણ કરી વિરહોદ્દગાર. બાદ દલપતીનું અચાનક આવી ચડવું. વિમલાની મુંઝવણ. સર્વ ભેદ ખોલી દેવો. દલપતિના પ્રેમની માંગણી કરવી. દલપતિયે તેની માંગ• ણીનો સ્વીકાર કરવો. કંચુકીરાયે આવી રણદુલ્લાની બુદેલખંડ સવારી કરવાના હીરાદેવીને સમાચાર આપવા. હીરાનું ગભરાવું. વિજયાને રણદુલ્લા સાથે પરણાવી પોતાના ઉપર આવી પડેલી આફત દુર કરવા કંચુકીને સમજાવવો. બાદ પોતે કરેલી પ્રતિજ્ઞાથી અકળાતા સુબાકરણે આવી હીરા પાસે પોતાની બેન સંબંધી ખુલાસો માંગવો, તથા ઉશ્કેરાઇ હીરાને મારી નાંખવા ધસવું. અચાનક ત્યાં આવી ચડેલી બદ્રન્નીસાને તેની બેનનું ભુત જણાવી હીરાનું પલાયન થવું. બદ્રન્નીસાને જોતાં પોતાની બેન લલીતાનું સ્મરણ થતાં તેની પાસે તેની માતાની ઓળખાણ માંગી બદ્રુની મુદ્રિકા લઇ સુબાકરણનું બદ્રુની માતા પાસે શંકા સમાધાન કરવા દીલ્હી જવું. દલપતિ બદ્રુ પુનઃમીલના વિમલાની બ ુને જોવાની ઇર્ષા.

**પ્રવેશ ૭ મો.—કોમીક.**

વૈદ હીંમતલાલની યુક્તિથી ગડગડ તથા ફડફડનું હાથ ઘસતાં રહી જવું અને હંસાનું પોતાના પ્રેમપાત્ર હરીલાલ સાથે પરણવું.

**પ્રવેશ ૮ મો.—આલમગીરનું અંતઃપુર.**

આયેષાં અને સુભાકરણની મુલાકાત. ઓળખાણ. ભેદ ખુલ્લો થવો. બાદ બાદશાહની રજા લઇ આયેષાંનું પોતાના ભાઇ સાથે બુદેલખંડ જવું.

**પ્રવેશ ૯ મો.—મોહબાનું રણક્ષેત્ર.**

હીરાદેવી તથા દેશદ્રોહી બુદેલા સાથે ચંપતરાય, વિજ્યા, વિમલાનો ભયંકર સંગ્રામ. હીરાનું ચંપતરાયને દગાથી મારી પલાયન થવું. અચાનક લલીતા સાથે સુભાકરણનું રણક્ષેત્રમાં આવી પહોંચવું. ભેદનો ખુલાસો. ચંપતરાયની ક્ષમા માંગવી. છત્રસાલની સાથે રહી દેશયજ્ઞમાં ઝંપલાવવાની સુભાકરણની ભિષણ પ્રતિજ્ઞા. બાદ મુગલ સૈન્ય લઇ હીરાનું ફરીથી રણક્ષેત્રમાં આવવું. ભયંકર યુદ્ધ. હીરાયે નાશી જઇ મહોબાના કિલ્લાનો સુરંગથી નાશ કરવો રણદુલ્લાનો પરાજય. સ્વાતંત્ર્યઝૂંડો લઇ બહુનિસાનું રણમાં નિર્ભયતાથી ઘુમવું. ટેબલો.



# અંક ૩ જો.

—:o:—

## પ્રવેશ ૧ લો-પ્રાણનાથનો આશ્રમ.

ચંપતરાયના મરણથી બુંદેલખંડના ભાવિ સંકટની સમાલોચના કરતા પ્રાણનાથ પ્રભુના આશ્રમમાં બહુજીસાનું આગમન. બુંદેલ સ્વાતંત્ર્ય માટે પ્રયાસ કરતા છત્રસાલ સંબંધી સમાચાર દલપતિયે આવીને આપવા. મહાયજ્ઞની તૈયારી. શાસ્ત્ર સમાજ, અને દેશકાળને અનુસરી દલપતિ અને પ્રેમ સંબંધી પ્રાણનાથપ્રભુની યુક્તિપૂર્વક ચર્ચા.

## પ્રવેશ ૨ જો-હીરાદેવીનો દરબાર.

બુંદેલના રાજારાણાને એકત્ર કરી મુગલસત્તા સ્થાપન કરવા તથા જન્મભૂમિનું નીકંદન કાઢવાની હીરાની નીચ ધારણા. અરસપરસમાં વિખવાદ. દરેકની છત્રસાલ પ્રત્યે સહાનુભુતી. હીરાની રાજનિતીનો તીરસ્કાર. છત્રસાલનું આગમન. મોગલ પ્રતિનીધિને દરબારમાંથી કાઢી મુકવો. હીરાનો ગુસ્સો. આયેષાં સાથે સુભાકરણનું આવવું. હીરાનું ગભરાવું. આયેષાં ઉપર તહોમતનો ખુલાસો. સુભાકરણનું હીરાને મારી નાખવા ધસવું. સ્વહસ્તેજ હીરાની જીંદગીનો અંત. છત્રસાલને બુંદેલખંડનો નેતા બનાવી સર્વ રાજારાણાંનો મુગલ સૈન્ય ઉપર આક્રમણનો નિશ્ચય.

## પ્રદેશ ૩ જો રાજમાર્ગ.

વિજયા વિમલા છત્રસાલની સાથે સ્વાધીનતાના યજ્ઞમાં ઝંપલાવવા પુરૂષ વેશમાં છત્રસાલ તથા દલપતિ પાસે આવે છે. છત્રસાલ તેની માંગણી સ્વીકારે છે. બાદ ચત્રભૂજ મંદિરનો નાશ કરવા

આવેલા રણદુલ્લાના આક્રમણના પ્રાણનાથે આવી સમાચાર આપવા. સર્વનુ મંદિરના બચાવ અર્થે જવું.

**પ્રવેશ ૪ થો ચત્રભુજનું મંદિર**

પ્રાણનાથ પ્રભુના ઝુંડા નીચે આખાદેશના પ્રજા જનોની જાગૃતી. દેશ, ભુમિ, અને ધર્મની રક્ષા વાસ્તે પ્રાણાર્પણ કરવાની પ્રજાની ઉત્કંઠા. સૈન્ય સહીત રણદુલ્લાનું મંદિરના નાશ માટે આવવું પ્રજાનો સત્યાગૃહ. પ્રાણનાથનું અડગ આત્મબળ છત્રસાલની અધ્યક્ષતા નીચે બુંદેલ સૈન્યનું મોગલ સૈન્ય ઉપર આક્રમણ મોગલ સેનાનો પરાભવ બાદ બદ્રુન્નિસાના હુકમથી રણદુલ્લાખાનનું બુંદેલખંડની સરહદ છોડી દીલ્લી ચાલ્યા જવું.

## સીન ટ્રાન્સફર.

મહોબાનો દરબાર. દેશદ્રાહીનો નાશ કરી. મોગલ સેનાનો પરાભવ કરી, છત્રસાલે માતૃભૂમિની સ્વાધીનતા પ્રાપ્ત કરવી. આલમગીર બુંદેલખંડની સ્વતંત્રતાનો પટો છત્રશાલ ઉપર મોકલી તેને તે દેશનો સ્વતંત્ર રાજા તરીકે કબુલ કરે છે, વિજયા છત્રસાલ તથા વીમલા દલપત્તિનો હસ્તમેલાપ બદ્રુન્નિસાનો અડગ બ્રહ્મચર્યવ્રત ધરી જીવનભર દલપતિની સેવા કરવાનો દ્રઢ નિશ્ચય. પ્રાણનાથ તથા આયેષાંની સંમતિ. અંતિમ્ આનંદ.

એક વિરાત્માના અડગ આત્મબળથી આખો દેશ સ્વતંત્રતાના સ્વર્ગીય વાતાવરણમાં વિહાર કરે છે તેવીજ સ્વાધિનતા ભગવંત ભારતવર્ષને સમર્પે ! ! !

ૐ.........શાન્તિ.........શાન્તિ.........શાન્તિ.........



## મુખ્ય પાત્રો.

છત્રસાલ—ચંપતરાયનો પ્રતાપી પુત્ર, મહોબાનો યુવરાજ.
દલપતિરાય—સુભાકરણનો દેશભકતંપુત્ર, સાગરનો યુવરાજ.
ચંપતરાય—મહોબાનો શુરવીર રાજા.
સુભાકરણ—સાગરનો રાજા.
કંચુકીરાય—ધારીરનો ભીરૂ રાજા.
પ્રાણનાથપ્રભુ—સ્વદેશભકત તપસ્વી પ્રણામી પંથના ધર્મ ગુરૂ
આલમગીર—દીલ્લીનો સમ્રાટ.
રણદુલ્લાખાન—મોગલ સેનાપતિ.
ફડફડશા—હંસાનો કન્યાવિક્રયી કાકો.
ગડગડશા—હંસાને પરણવાનો બુઢો ઉમેદવાર.
હીંમતલાલ—એક ટીખળી બ્રાહ્મણ.
હરીલાલ—એક શ્રીમંતનો નીરાધાર છોકરો, હંસાનો પતિ.
હેમો—ગડગડશાનો હજામ નોકર.

## સ્ત્રી પાત્રો.

વિજયા—ધારીરની રાજકુમારી છત્રસાલની પત્ની.
વિમલા—પુરૂષ વેશમાં વિમળદેવના નામથી છુપાવેલી હીરાદેવીની પુત્ર
હીરાદેવી—ઓરછાની કાવત્રાખોર રાણી, વિમળાની માતા.
આયેષાં—(લલીતા) સુભાકરણની બ્હેન. હીરાદેવીના કપટથી આલમગીરની બનેલી બેગમ.
બદરૂન્નિસા—આલમગીર આયેષાંની પુત્રી.
હાંસી—હીંમતલાલની કર્કશા સ્ત્રી.
હંસા—ફડફડશાની ભત્રીજી, હરીલાલની સ્ત્રી.
રોશનઆરા—આલમગીરની ક્રુર બ્હેન.
તે સીવાયદાસ દાસી, મોગલ સૈન્ય બુદેલ સૈન્ય, વિગેરે, વિગેરે.

શ્રીમદ્ વાયસદ્‌ગુરવે નમઃ

# સ્વદેશમણી વીરછત્રસાલ નાટકના ગાયનો

## મંગળાચરણ

વન્દુ વિભુ વિશ્વાવાર !
વિશ્વ નાટય સુત્રધાર ! !
જ્યોતિ જગાવ ! તમસ તજાવ !
સત્ય પંથ સરલ બતાવ !
સંપ સ્વસ્તિ શાન્તિ સ્થાપ !
યાચે એ વિભુ તુજ બાલ ! !—વન્દુ.

આર્યબાળા— ૨

એક શ્રીહરીનાં ભારત માતુશ્રીનાં
સંતાન સુહાતાં જુદા ન જણાતાં
સંપ તણાં સુત્રે રહ્યાં છે મળી હાં ! !—એક
પારસી ખીસ્તી આર્ય મહંમદી સમાં
એક ફુલવાડીના સોહે નવરંગના સુમન આ
જનની પ્રસાદે બન્યું છે જીવન આ
પ્રતિ ઉપકારે જીવન તું ચરણમાં ! !—એક

વિજયા— ૩

જનની ! ત્હારાં દુઃખ શાં : સંભારીયે હાં !
જે જનનીના ઉત્તમ અંકે ખેલ્યા શ્યામ શ્રીરામ
વ્યાસ વાલ્મીકી ગૌતમ સરખા રૂષીવર મહીમાવાન-જનની
જે માતાના ખોળે સતીઓ સાવિત્રી સીતાજી
સુત પનોતા સૌભદ્રે શા ધ્રુવ પ્રલ્હાદ રમ્યાજી-જનની
તે માતા દીન હીન દુઃખીયારી પાપી હસ્તે પીડાતી
જોતાં નયને રૂધીર વ્હેતાં કાયા આ કંપાતી—જનની

સર્વ રાજાઓ— ૪

દેવી વિંધવાસીની કલ્યાણી માત !
ભારત બાલક દોર સ્વધર્મે નિર્ભયતા વર અર્પી કર્મે
અશરણશરણ ચરણ તુજ બાળ ! !—દેવી
જન્મભૂમિ ડુબાતી બચાવો ! સંપ સ્વતંત્રની દીપ્તિજગાવો
ટાળી મોહ પ્રગટાવ ! સુધાનું પ્રભાત ! !—દેવી

હીરાદેવી— ૫

તોડું હું અતુલીત બળ કરીને છળ તુજ અભિમાન
મૂળથી ઉખાડું મહોબા, મોડું મદ ઉતારૂં ગુમાન-તોડું
કરે પન્નગપતિ વિહંગ શું વેર ભારે !
મુષક માંજાર મારે મેડકે માતંગ હારે ! !
કરૂં બેહાલ હું કપટથી ભુલાવું ભાન-તોડું

વિજયા અને સખીઓ— ૬

રસ ભર્યું સરસ સર શોભતું રે,
તીર તેને તે રમવાને ચાલ, સખી વ્હાલમાં!
ખીલી સંધ્યા સોહામણી કુંજમાંરે,
ચંદ્રિકા વરસાવે અમીધાર, સખી ન્યાળતાં!
બિમળ કુમુદ દળ ખીલીયાંરે,
જાણે નારી મુખ પંકજ રસાળ, સખી ન્યાળતાં!
તન મનના તાપ સમાવતીરે,
બેસી કોકીલા વસંતે તરૂ ડાળ, સખી ન્યાળતાં!
તેમ આપણે પીશું પ્રેમના અમીરે,
લેશું નણંદલના વીર સંગ લ્હાવ, સખી વ્હાલમાં
—રસભર્યું.

સખીઓ— ૭

વાહ અલબેલી બની નવેલી!!
રતિ સમ હેલી મનહરતી!
ગજગમની તું હો! મૃગનયની!!
નયનશરે રખે નર વિંધતી!

વિમલદેવ—
અહા! સખી શી આ સુંદરતા," રતિગુણ ગીતા રંગભરી!
છે સાર જગતનો સૌજ ખરી!!

સખી—

શ્રીપતિ વીણ શ્રી ક્યાંય શ્હીનાં! બ્રહ્મા વિણ સાવિત્રી નહિ!
નવ પ્રભા ચંદ્ર વીણ ક્યાંય રહી!!

વિમળદેવ—

પાર્વતી વીણ શીવ યોગી સરખા! ભામા વીણ નર ભોગી નહિં!
સંસાર તરે નર નાર થકી!!—વાહ!

વિજયા— ૮

સુમન છે સ્નેહના હો રાજ!
પ્રિયગુણગાન ફુલે ગુંથી માળ!!

વિમળદેવ—

અધુરાં ઉરના સનમાન!
સ્વીકારો મનગમતા મ્હેમાન!!

છત્રસાલ—

મધુર વાણી અમૃત સમ મીઠી સ્નેહભરી રસબાળ!

વિજયા—

રાજ! રસિક મમ હૃદય મંદિરના દેવ! ધરો ફુલમાળ!!
—સુમન.

દલપતિ—

નેહ ઝળકતો નમણો નયને રમણીય રમણી રસાળ!

વિમળદેવ—

સ્નેહભીના રસરાજ અતિથિ! અર્પું આ વરમાળ!!
—સુમન.

ફડફડ— ૯

અલ્યા આપું નાણાં જરા ધીરો તું થા

ગડગડ—

એની તોડોને ટાલ વળી ઉતારો ખાલ—અલ્યા

હાંસી—

પૈસા ખાઈ મારવાને આવ્યો તું હેવાન !

મોજડીથી ઉતારૂં ગુમાન કરૂં લુચ્ચાને ઘા !—અલ્યા

હિંમત—

.... .... .... માંડું ફરીઆદ મોટી જઈ સરકારમાં

.... .... .... પુરાં નાણાં લઉં તારી પાસે દરબારમાં

કરી વકીલ મોટો, વાળી ગડબડ ગોટો આપું દોરી
લોટો—અલ્યા

આયેષાં— ૧૦

વિપદ્ વિદાર દેવી વિંધવાસીની તાર !

રીબાતી તુજ દ્વાર આવી છું હું માતુ !!

અબળ બનીને યાચું શરણુ ઉતારો પાર !

ઉગારો કરો વ્હાર દીનની હે ! માતુ !!—વિપદ્

જીવન રોશન મુજ ક્ષીણ શું કરશે હાય !

હણાતી રક્ષો સ્હાય આપીને હે માતુ !!—વિપદ્

આયેષા— ૧૧

જેણે કરી સહાય શ્રી દ્રુપદ સુતા તણી
રક્ષા કરી વળી એ સતિના સૌભાગ્યની
શ્રીકૃષ્ણ રૂપે વીર ક્ષત્રી શીર મુગટ મણી
જાણી તને હું બ્હેન અર્પું સુત્ર રાખડી
રક્ષાસુત્ર ધરી કરમાં વરજો વિજય વર વીરા !
નિજ જન્મભૂમિ વૃત ધારી, વીરધર્મે ધરા ધ્રુજાવી
જનનીનું દુધ દીપાવી, સત્યાગ્રહી ! બનો પુરા !!
સ્વાશ્રયે સદા દ્રઢ રહેવું, દેશહીત કાજ દુઃખ સ્હેવુ
ભુલી ભેદ આત્મબળ ધારી, એ વીર પ્રતિજ્ઞા શુરા !!
દેશદાઝ વીર! ઉર ધરજો, દીન હીન તણી સ્હાય કરજો
દેશે વિજય મહાદેવી ! આશીષ અર્પું વીરા !!—રક્ષાસુત્ર

હેમો— ૧૨

ચાલો વૈદરાજ મોટી ફાળે શેઠાણી મારી સીક છે.

હીંમત—

જુવો પરાણે આજ બન્યો છું વૈદરાજ, દવા કરૂં છું હું જાતજાતની

હાંસી—

નાડી જોવામાં એ અતી હુંશીયાર છે.
દવા કરવામાં ધનવંત્રી અવતાર છે

હીંમત—

આપીશ ફાકી, ન રાખીશ બાકી

જાગશે રોગ ભાગશે, દવાનો ગુણુ સારો લાગશે
રોજી નવી નવીન જાગશે

હાંસી—

એ ઉઠાવગીર રોકડું લેજેદામ

હીંમત—

એમાં કહેવું પડે નહિ મુજને—ચાલો

પ્રાણુનાથ પ્રભુ— ૧૩

કરૂણાં કર કીર્તાર ! જગત્રાતા વિનતી ઉરે હવે ધાર
આપ કૃપા વિણુ જન્મભૂમિ પર ઉપજે છે બહુ ત્રાસ
દીન દુભાતાં બંધુ રીબાતાં, બળીયાથી તું બચાવ !
—જગત્રાત

ધર્મની ગ્લાની થાતાં ધરાપર ઉપજે છે પરિતાપ
અભય દઈ ભુદેલ બાળકને, ભકતવત્સલ તું કહાવ !
—જગત્રાતા

છત્રસાલ— ૧૪

ભિક્ષાવૃત્તિ હવે ત્યાગી ગુરૂત્રાતા ! સ્વાલંબન દ્રઢ ધારૂં રે
હવે સ્વાલંબન દ્રઢ ધારૂં !!
સમરાંગણે વીર ધર્મ યુદ્ધ કરી જન્મભૂમિ મમ તારૂં
સ્વદેશસેવા શૌર્ય ઉછળતું, આત્માર્પણુ હું વિચારૂં—રેગુ

પ્રાણનાથ—

ધન્ય વીર જગ જનમ્યો જેણે દેશ દાઝ દીલ ધારી

છત્રસાલ—

ભસ્મ લુંટે જન લાખો જેની તે મૃત્યુ કલ્યાણકારી-રેગુરૂ

પ્રાણનાથ—

નથી રહેવા નિત્ય દાસ સૃજ્યા તમે પરાધીનતા દુઃખકારી

છત્રસાલ—

દેશહીતે ગુરૂ આજ્ઞા આપો વરૂં કિર્તી શત્રુ વિદારી-રેગુરૂ

પ્રાણનાથ—

માતૃવેદીમાં પ્રાણ અર્પીને વિજય માળ વર ભારી

છત્રસાલ—

જનની જન્મભૂમિ ગરીયસી છે સ્વર્ગ થકી સુખકારી-રેગુરૂ

બદ્રુન્નિસા— ૧૫

રાજ સુંદર સોહાગી મળ્યા કાન્ત મુજને
ઉરકમળ માળ ધારી ના વિસારશો મને—રાજ !

પિયુ મમ કર્મવીર બની ! નીજ દેશ હીત ઉર ધરી
પરિમલ પ્રેમનો ભરી ! અનુપમ કાર્તને વરી
પળજો પ્રિયુ ઉલ્લાસે
સ્નેહભીના રમણીનાં સુહાવો શ્યામ પ્રેમ પુંજને—રાજ !

વિજયા— ૧૬

પ્રેમ નિર્મળ પ્રીતે નિભાવો !
રહીશ શરણુ ધરી નાથ ! તવ
હૃદય ઉર્મિથી વધાવું, દેશસેવા સંગ ધારૂં
મોહ્યું મુજ મન મોહન ભાવે
કીર્તિ ઉજવળ જગે સુહાવો ! !—રહીશ
સંસારના સારસ બની સાથે રહીને ઉડશું;
સ્વર્ગીય પ્રેમે પ્રાણુ દેવા સ્નેહ રસમાં બુડશું;
જન્મભૂમિ કાજ ત્યાગી લાજ જીવન ત્યાગશું;
પરલોકમાં પણુ સાથ માતૃભૂમિ મંગલ માંગશું;
છે હૃદયમાં આત્મશકિત, ઉર વ્હેતી દેશ ભક્તિ
વિશ્વ પ્રેમી થઈ દેશ દીપાવો—રહીશ

સખીઓ— ૧૭

વીર ! સીધાવો રણુવાટ ! શૂરા સજી હથીયાર !!
વિજય ઘેલી વાટ જોતી વિરાઙ્ગનાંજો !!!
વીરહાક વીર ! સુણાય, ગગન ગાજતા જયનાદ !
વ્યોમે વરવા ઉભી અમરાઙ્ગનાં જો !
સ્વાશ્રય શસ્ત્ર ધરી વીરા! ઝૂઝો રણે રણધીર
પાછળ ભાય ન ધારશો, ગુમાવશો ના નીર
આત્મશ્રદ્ધા ધારી વિર ! સમરમાં સીધાવજો

વિજય દેવી વરમાળા કંઠમાં ધરે!
સુખ આશભોગ ત્યાગી જન્મભૂમિને ઉજાળજો
અપ્સરાઓ સ્વર્ગે દિવ્ય ગાન કરે!!-વીર!

સખીઓ— ૧૮

અંતરમાં ઉપજતા ભાવો સખી! સમજાય ન તારા
રે પ્રિય સખી! સમજાય ન તારા

બદ્રુન્નિસા—

સમજુ વિણુ સમજાવું કોને અંતર દુઃખની જ્વાળા
રે સખી! અંતર દુઃખની જ્વાળા

સખીઓ—

ઉર ધડકતું નાખી નીસાસા મંદ મંદ ગતિ ચાલે
ખીલતા જોબનના જવરથી ચિત્ત ચડયું મનોરથ માળે-રેસખી

બિદ્રુન્નિસા—

દિલહર મનહર દેવ દીવાકર રમણીય પ્રિય રૂપાળા
રાજપૂત પ્રિયતમ પતિ તનના જપુ તેની જપમાળ-રેસખી

સખીઓ—

ક્ષત્રી કુંવર એ પ્રિયતમ વર તું શાહ તણી શાહજાદી
નેવ તણાં જળ મોભ ચડે વહે ઉલટી ગંગા શાથી?-રેસખી

બદ્રુન્નિસા—

પ્રેમ નદીનું પુર વહે ત્યાં ઉલટે પાણી ઉતરવું
જાત ભેદનો ખેદ ન કરતાં તરવું કે પછી મરવું-રે સખી

અદુન્નિસા—　　　　　૧૯

હું તો થઈ છું વેરાગણ વ્હાલમની!
　　લેહ લાગી હવે એ દિલાવરની!!—હું તો
ભુલી તન મેહ વ્યાધી, સ્નેહ સમાધી સાધી છે
ભીતરની ભ્રમણાં ભાંગી લલીત લગન લાગી છે.
　　　　પંથ જોતી હવે રસીકાવરની!!—હું તો
આત્માના તાર પ્રીતમ! એક કરી સાંધ્યા છે
અખંડીત એક લગન તારી સાથ બાંધ્યા છે
　　　　પછી શી પરવા મને આલમની !!—હું તો

ગડબડ—　　　　　૨૦

સ્નેહી સંબંધી તેડાવું, જાન જુગતે જોડાવું,
મોટો મંડપ બંધાવું, બેંડ વાજાંઓ વગડાવું;

હીંમત—
તમે અંગે પીઠી ચોળો, પાછળથી ભાઈ રામ બોલો—સ્નેહી
ગડબડ—અત્તર કુલેલ લગાવું નાનકડી નારી લાવું
હીંમત—દારૂખાનું પુષ્કળ ફોડો, ત્યારે શોભશે વરઘોડો

ગડગડ—
હું જુવાન થઈને જાવું, લાડી પરણી હરખાઉં—સ્નેહી

વિમળા—　　　　　૨૧

મોહન! મનમાન્યા લ્યો પિયુ પ્રેમ લ્હાવ!
　　યોવન ફુલવાડી! ખીલી શી રસાળી!!

મધુપ ! રંગ ખેલો રંગીલી સંગ આજ !—મોહન
વિરહે વ્યાકુલ પ્રેમદા, મન્મથ દમતો કાય'
ભાન સાન ભૂલી ભામિની મુગ્ધા મન મુંઝાય
પ્રેમ બંધે બાંધી, સ્નેહ તારે સાંધી.
છો મમ જીવનહાર !
પ્રેમ છે ખરો, શંકા ન ધરો
રસિકમણી મારા, જીવન નયન તારા
રમણી ઉર રેલો રસીક રતિરાજ ! !—મોહન

૨૨

ગડગડ }—
ફડફડ }

હાથના કીધાં હૈયે વાગ્યાં, વૃત્તિં હરામ ન રાખવી
ઘરડી ઉમરે જુવાન બૈરી ઈચ્છા કદી નવ રાખવી
હરીલાલ—.... .... .... ....આજ મળી હંસા પ્યારી
હંસા— .... .... .... .... .... પ્યારા હરીલાલને
હીંમતલાલ—
વૈદ બની કંઈક ગોટા કીધા, પૈસા ખુબીથી મેં લીધા,
પ્રતિજ્ઞા એવી હવે લઉં કે થાપણુ કોઇને નવ આપવી,
સર્વે—સુધરી ગયા સહુ નીતિ પીછાની અનીતિ વાત ન માનવી
——હાથના

આશેવાં—                    ૨૩

જીવન કુરબાન સદા તમ પર કલંકીત તે ગણાયું છે;
જવા મુજ દેશ એ કાજે રજા દયો અર્જ મ્હારી છે.
ઉદાસી ઉંડી ઉર ભારી બની આ જીંદગી ખારી;
સ્વર્ગ સમ સુખ વૈભવ પણ છતાં બેહાલ નારી છે.
વિશુદ્ધ જીવન કનક કીર્તિ તણો ભાનું જયાં જળહળતો;
કલંક તિમિર દુર કરવા જવાની વાત ધારી છે.—જીવન.

પ્રાણુનાથપ્રભુ—                    ૨૪

નવીન કર્મયુગ આવ્યો જણાય !!
નિર્બળ નિર્ધન સહુ નિઃસહાય
હવે અકય વિના નહિ કો ઉપાય
નિશ્ચય થશે બુદેલ ઉદ્ધાર!!—નવીન
બને એક કુસંપી બુદેલ નૃપાળ
સ્ફુરે આત્મભાન ! કરૂં બોધપ્રચાર
અર્પું પ્રકાશ! ટાળું અંધકાર!!—નવીન

અદુન્નિસા—                    ૨૫

ન સત્કાર્યો અતિથિ રાજ ! ચરણસેવા ન ધારી મેં !
નમન તુજ પાય નવ દીધું ! સુમન અર્પ્યાં ન સ્નેહીને !
આત્માની ઉંડી અભિલાષા, અણપુરી હ્રદય આશા,
મનોરથ રસભર્યાં મનનાં, પ્રભુ ! કહો કયારે પુરાશે ?
—ન સત્કાર્યો

અમુલખ પ્રેમરસની લ્હાણુ, મદભર માણશું રસરાજ !
ઝુલીશું સ્નેહઝુલે સાથ, લઇશું લ્હાવ એ ક્યારે ?
—ન સત્કાર્યાં

વિજયા— ૨૬

પ્રભુ ! મ્હારો હતો તેવો ફરી ભારત બનાવી દયો ! !
અમારા રામને ગૌતમ કનૈયો ભિષ્મને અર્જુન !
સતી સીતા સમા પ્યારા, અમારા રત્ન લાવી દયો ! !
ગઇ ક્યાં બાણુ વિદ્યા? ને ગયાં પુષ્પક વિમાનો ક્યાં?
ગયા રૂષી મહર્ષિ ક્યાં ? ફરી અમને બતાવી દયો ! !
સદા સ્વાતંત્ર્ય શક્તિથી, અમારી ડોલતી દિપિ !
અમારી પૂર્વની કીર્તિ, ગઈ ત્યાંથી કઢાવી દયો ! !
અમારા વીર પૂર્વજને, પૂનર્જન્મો પ્રભુ ! આપી
અમારા વેદના વાક્યો, ફરી વિશ્વે વસાવી દયો ! !–પ્રભુ



# લગનસરાનો શણગાર.

## તે શું?

## ખરા રજવાડી જરીના ડ્રેસો

**વરરાજાને પહેરવાના ખરા લપ્પાના જામા તથા સાંબેલાના રાજવંશી જરીના ડ્રેસો.**

નાટકોમાં વપરાતા તાજ, મુગટો તથા દરેક જાતની રજવાડી પાઘડીઓ તથા હરેક ઘાટની પાઘડીઓ તથા બાલની વીગો, તથા જરીના સાંકાઓ વિગેરે જથાબંધ તથા છુટક બનાવન તથા વેચનાર તેમજ ભાડેથી પણ આપવામાં આવે છે.

ઉપર લખેલો દરેક જાતનો માલ ઓર્ડર મુજબ તાકી બનાવી આનીશું.

દુકાન સ્ટેશન રોડ
તાર ઓફીસ પાસે
દુધારાશેરીના નાકે
બેગમપુરા સુરત.

**ગોવનભાઈ નારણદાસ.**
છાપરીઆ શેરી—સુરત.